# બૈરી અને સાસરીઆંનું રાજ્ય.

લેખકઃ-'મસ્ત ફકીર'

પ્રકાશકઃ-'વૈઠા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ' તરફથી

ડાહ્યાભાઈ મ. પટેલ.

અમદાવાદ.

૧ ૧,૦૦૦ સં૦ ૧૯૮૫ ના કાર્તિક શુદ ૧૧

પડતર મૂલ્ય ફક્ત રૂ. ૦-૧-૦

## ' મસ્ત ફકીરની મસ્તી '



આ વાર્તા જેવી હસાવનારી અને બોધ આપનારી " દાઢી રાખો, બોડકું માથું, પાપાનગરના પોચા, મારા કાકાનો કાકાકૌવો " વગેરે ૧૦ સુંદર વાતો વાંચવી હોય તો ' મસ્ત ફકીરની મસ્તી ' વાંચો. પ્રખ્યાત ચોપડીવાળાઓની દુકાનેથી મળી શકશે

# બે બોલ.

ગામડાંઓમાં અશિષ્ટ સાહિત્યનું પૂર વધતું ચાલે છે. જે ગામડાંઓને લીધે હિન્દુસ્તાન હજુ સુધી ટકી રહ્યું છે તે ગામડાંઓમાં મલીન વાતાવરણ ફેલાશે તો કેવળ આ દેશને જ નહિ, પણ જગતનેયે વેઠવું પડશે. સાહિત્યના સૂકાનીઓનું આ પ્રત્યે દુર્લક્ષ જણાય છે. આ દુર્લક્ષ કાયમ રહેશે કે વધતું જશે તો ભવિષ્ય ચિંતાજનક છે એ નમ્રપણે પણ સ્પષ્ટ જણાવવું પડે છે.

બાળકોપયોગી સાહિત્ય ગામડાંમા પ્રવેશે એવું પ્રકટ થતું જાય છે એ સુચિહ્ન છે. પણ ગામડાના યુવાન વર્ગ માટે શિષ્ટ અને હળવું સાહિત્ય ફેલાવવા તરફ કોઈનું લક્ષ ખેંચાયું જણાતું નથી. ગામડાંના લોકો માટે સાદી અને તેમનાથી સહેજે ગ્રાહ્ય એવી ભાષામાં લખાયેલી નાની નાની, બહુ ઓછા મૂલ્યની, મોટા અક્ષરોવાળી, અને એકાદ સુંદર ભાવમય ચિત્રવાળી ચોપડીઓ પ્રકટ થાય તો ઠીક. 'સદેવંત સાવળીંગા' કે તેના જેવી જ ચોપડીઓ હજુ ગામડાંઓમા ઘેરઘેર વંચાય તે અત્યારના ગુજરાતી સાહિત્યકારોને માટે ભારે શરમની વાત છે.

હું તો એક 'સેવક'ના દાવે આ વસ્તુ પ્રત્યે સર્વનું લક્ષ ખેંચી જે કોઈ આવાં કામમાં મારી સેવા માગે તેને યથાશક્તિ મારી સેવા આપી શકું. તે શિવાય બીજી વધુ લાયકાત મારામા નથી. છતાં, "વૌઠાના મેળા"માં ગામડાનાં હજારો માનવીઓ ભેગાં થાય છે તે વખતે કોઇ એક નાનું પુસ્તક છપાવી વેચવાનુ મારે અજમાવી તો જોવું એ હેતુથી એકાદ સુંદર વાર્તા પ્રકટ કરવાનો વિચાર થયો.

સમયના અભાવે તેવી વાર્તા લખવી કે લખાવવી અશક્ય હતું. સરળ અને હળવી વાર્તા ખોળી કાઢવી અને તેના લેખકની પરવાનગી માગી છપાવવી; આ શકય હતું. તેવી ખોળ હું કરતો હતો.

ગામડાંના લોકો બહુ જ ભીરૂ બની ગયા છે; જ્યાં મરદાની દેખાતી ત્યાં નામર્દાઈ પેખાય છે; તેનાં અનેક કારણો છે; ગામડાંનાં માણસો પોતાના બળનો વિશ્વાસ ગુમાવી બેઠા છે. તેમનામાં તે

વિશ્વાસ પ્રકટ થાય તેવી હાસ્યજનક અને વ્યંગમય ભાષાની વાર્તાઓ "**મસ્ત ફકીરની મસ્તી**"માં કેટલીક છે.

આ વાર્તાઓમાંની એક પ્રકટ કરી ગામડાંના લોકોમાં તેનો પ્રચાર કરી જોઉં એ ઇચ્છાને વશ થઇ શ્રી૦ "**મસ્ત ફકીર**"ની પરવાનગી માગી. મને તે પરવાનગી ઉદારતાથી મળી.

**શ્રી૦ "મસ્ત ફકીર"** હાસ્યરસનાં લખાણો લખવાની કેટલીક પ્રથાના જનક છે. ટાહેલાં ઉપજાવી કેવળ હસાવવા માટે જ તેઓ લખતા નથી. તેમની વાર્તાઓમાં ઊંડે સમાજસેવાની ધગશ છે. તેમની લેખનશૈલી એવી છે કે માણસ હસતાં હસતાં તેમની વાર્તાના રહસ્યને મૂર્તિમંત કરવા જરૂર પ્રેરાય.

'ઐરી અને સાસરીઆંનું રાજ્ય' નામની આ વાર્તા વાંચી આ તરફનાં ગામડાંનો એક પણ મનુષ્ય સમજે કે તેના ઘરમાં, તેના ગામમાં અને તેના દેશમાં તેનો જ અમલ હોવો જોઇએ અને તે માટેના ઉપાય તેના હાથમાં છે કે જે 'બારડોલી'એ આચારમાં મૂકી સિદ્ધ કરી બતાવ્યું છે, તો આ વાર્તાનું સાફલ્ય છે.

આવી હાસ્યજનક સુંદર વાતો '**મસ્ત ફકીરની મસ્તી**' નામના પુસ્તકમાં બીજી કેટલીક છે જ. "**પાપા નગરના પોચા**" નામની વાત બહુજ હાસ્યજનક અને રહસ્યપૂર્ણ છે. એ વાતો વાંચવા યોગ્ય છે. જેમનાથી શકય હોય તેમણે '**મસ્ત ફકીરની મસ્તી**' નામનું પુસ્તક મેળવી તે વાંચવી જોઇએ.

આ વાર્તાને અંગે '**મસ્ત ફકીરની મસ્તી**'માં બે ચિત્રો છે. તે ચિત્રોમાંનું એકે આ વખતે અમે આપી શકતા નથી. જે માટે દીલગીર છીએ. મેળાના દિવસો નજીક આવતા હતા અને આ વાર્તા માટેના બ્લોક મેળવી તેનાં ચિત્રો છપાવવાં જેટલો વખત નહોતો. આ આવૃત્તિની ૧,૦૦૦ નકલો ખપી જાય અને અનુભવને અંતે જો બીજી વાર આ કે આવી બીજી વાર્તા છપાવવાનું ચાલુ રખાશે તો દરેક આવા પુસ્તકમાં એકાદ ચિત્ર આપવાનો પ્રયાસ કરવામાં આવશે.

સાહિત્યકારો તો જરૂર આવી પ્રવૃત્તિ ચલાવવા ઘટતું કરશે જ એવી આશા રાખી શકાય.

લી. સેવક

તા. ૨૨-૧૧-૨૮ — ઉ[illegible]ભાઈ મ. પટેલ

# બૈરી અને સાસરીઆંનું રાજ્ય !

હું અને નાકા પર પહેરો ભરતા બે સિપાઈઓ જાણે આપના બગીચામાં ફરતા હોઈએ તેવી લહેરથી એ સ્થાન તરફ ગયા અને સામે જે નાટક ભજવાતું હતું તે ભારે આનંદ, ઉત્સાહ અને ઉલટથી નિહાળવા લાગ્યા. સામેના દ્રશ્ય નાટકમાં પ્રથમ તો વાણીનો વિલાસ હતો. નાટક ભજવતાં પાત્રો અન્યોન્ય ગાલિપ્રદાન કરતાં હતાં. લાંબા લાંબા હાથ કરી અવનવા ભાવો દર્શાવતી આકૃતિઓ કરી એક બીજાને સંબોધતા હતા. અમારા જેવા પ્રેક્ષકોનું ટોળું જામ્યું એટલે નાટક રસ પર ચઢ્યું. લાકડીઓ ઉછળી. પેલા બે સિપાઈઓ પલાયન કરી ગયા. પ્રેક્ષકોમાંથી પણ કેટલાક નાઠા. હું નાઠો ન હતો. ઉલટી દિશામાં જરા ઝડપથી ચાલી એક ઓટલા પર ચઢયો. નાટકનો અંતિમ પ્રવેશ મારે જોવો હતો માટે. સ્થળ મુંબઈના પાંજરાપોળની નાની સરખી ગલીમાં આવેલા પીઠા આગળની એક ખુલ્લી જગ્યા અને પાત્રોમાં ગોલાઓની નાની સરખી નાત હતી. ગોલાઓ બધાં ભેળભેળ થઇ ગયાં હતાં. નાટકની અધવચમાં અમે આવેલા હોવાથી પાત્રો કોણ કોણ હતાં, કારણ શું હતું તે કાંઇ ખબર નહોતી પડતી, પણ ગોલીઓને બે હાથોની લપાટ અને મુષ્ટિપ્રહારોથી મરદોને મારતા જોઈ મને હિન્દનાં ભાવિ ઉદ્ધારનાં કિરણો દેખાયાં. જે આર્ય લલનાઓ આજે અંદર અંદર લડે છે તે કાલે તેવી જ રીતે દેશના દુશ્મનો સામે લડી શકે અને તો નક્કી

સ્વરાજ આપણા હાથમાં છે. એ વીરાંગનાઓનું વીરત્વ, પુરૂષોની મેદનીમાં ઘુસી જઈ સામેવાળાને તમાચો ફટકાવવાની અસાધારણ હિંમત, પોતાના ભાઈ, ભરથાર કે પુત્રને બચાવવા ટોળામાંથી બહાર ઘસડી જવાની આતુરતા, આ બધું જોઇ ઘડીભર મને ચિતોડ અને મેવાડનું સ્મરણ થયું. કયારે ખતમ થશે તે જણાતું નહોતું. પેલા પલાયન થએલા સિપાઈઓ વધુ પોલિસ ફોજ લાવીને આ શાંત પડશે કે એની મેળે શાંત પડશે કે અહિંને અહિં લોહીની નીકો વહી લડનારાનાં મુડદાં તણાશે કે શું થશે ?

( ૨ )

મારામારી એટલી હદ સુધી હતી કે પ્રેક્ષકોમાંથી કોઈને વચમાં પડવાની હિંમત ચાલતી નહોતી. અને હિંમત ચલાવવાનું સાહસ કરવા જેવું હતું પણ નહિ. એટલામાં ગલીને નાકેથી એક બરાડ સંભળાઇ અને માસ્તરને જોઈને તોફાની નિશાળીઆઓ શાંત થઈ જાય તેમ ટોળું શાંત થયું. જોશભેર ચાલતું યુદ્ધ એકદમ બંધ થઇ જવાથી જોનારને જાણે ચાવીવાળું કોઇ રમકડું કમાન છટકવાથી ઓચિંતું બંધ પડી જાય તેમ જણાયું. બરાડ પાડનાર ટોળાની વચ્ચે આવી પહોંચ્યો. તે બગલાની પાંખ જેવી સુંદર ખાદીમાં નખશીખ સજ્જ થયેલો, કદાવર બાંધાનો, પહોળી છાતીનો, ભરાઉદાર મુછોવાળો, અને મોટી કાળી તીક્ષ્ણ આંખોવાળો નર હતો. તેની પાછળ ખાદીની સાડી પહેરેલી એક ઉંચી અને કદાવર, વઢવાડ થાય તો ભાયડાઓને પણ પૂરી પડે તેવી, ચાલી આવી.

" આ શું રે ભાય ! મકું જે માથાં રંગવાની આદત તમને ના ગઈ ! કેમ મોતી ગોલા, અરે કચરા, અલ્યા નાથા, છીબા કાકાના મકન, કેમ રૂડી, કેમ ચાંપલી, નોરતાં તો ગયાં અને હોળીને તો વાર છે ! માળા અત્યારે શું ? આ શી ધમ્માચકડી ? " એટલું જ ફક્ત બોલી લઢનારાઓ પાસે એક પછી એક લાકડીઓ લઈ જમીનપર ઢગલો કર્યો. પેલી સાથે આવેલી બાઇએ બૈરાંના હાથમાં જે કાંઇ હતું તે રૂવાબથી ખુંચાવી લીધું અને માથા અને કમ્મર ઉપરથી સરી ગયલાં લુગડાં બરાબર સ્વહસ્તે સમાર્યાં. વળી નાગની ફેણ જેવા છુટી ગયેલા અંબોડા, હવામાં ઉડતાં ઝટીયાં સરખાં કરવામાં અને મ્હોડાપર લાગેલી ધૂળ સાફ કરવામાં મદદ કરી. એકઠી કરેલી લાકડીઓનો એક ગોલાના ખેસવડે ભારો બંધાવ્યો, અને તે એકને માથે મૂકાવીને " ચાલો ભાઇ વાડીમાં " એમ કહી આખા ટોળાને ગલ્લીની ગોલા વાડીમાં પેલો શખ્સ લઈ ગયો. પાછળથી મને ખબર પડી કે ગોલાઓના માનવંતા પુંજા પટેલ તે એ પોતેજ. આ બધો બનાવ બહુ ઝડપથી પાંચ સાત મીનીટમાં બન્યો, અને જ્યારે પેલા નાશી ગયેલા સિપાઇદાદાઓ વધુ મદદ સાથે વ્યવસ્થા અને શાંતિ જાળવવા આવી પહોંચ્યાં, ત્યારે જ્યાં મારામારી થઈ હતી ત્યાં ગોલો તો એક પણ નજરે પડતો ન હતો. પોતાના જોડીદારોએ એક ભયંકર યુદ્ધ ચાલતું હોવાની વાત કહી હશે, જોએલા બનાવમાં મીઠું મરચું ભભરાવી એનું ચોકવનારૂં, દીલ ધડકાવનારૂં વર્ણન કર્યું હશે, તેથી તેમાંનું કોઇ પણ નજરે ન પડવાની પેલાં

સિપાઇઓ અને તેના જોડીદારો ચાટ પડી ગયા.

"હોતા કુઠે ?" એક હવાલદારે પૂછ્યું. "ઈકડેચ, હે રૂસ્તમજીચ્યા પીઠા, તેથી સમોર." "નાય નાય, તું ગલ્લીજ ભૂલલા, જરા ગેતલા અસેલ, પીઠા મધી તું ગેલા અસેલ તે ખરી ગોષ્ટ. પણ મારી મારીચી ઉગીચ ગપ આહે."

બીજા સીપાઈઓએ તેમને સમજાવવાની ઘણી માથા-ફોડ કરી પણ તેમણે માન્યું નહિ અને "ખાલી વેડા ઝાલા" એમ નુકતેચીની કરી ચાલ્યા ગયા, અને પેલા બે જણાઓએ "ગોર્દી કસાલારે ? હાય કાય ?" એમ બોલી એકઠા થયેલા કેટલાક હેલકારીઓના પાઘોટાંપર ધબ્બા મારી પોતાનાં શરમીંદા થયેલાં જીગરોને શાંત પાડયાં. નળબજાર ટ્રામ જંકશન તરફ જતાં વચમાં એક ગલ્લીને નાકે પાનવાળાની દુકાને જરા પાન ખાવા હું ઉભો રહ્યો. ત્યાં એક ગોલો મળ્યો, જેની પાસેથી એટલી વાત જાણી લીધી કે પેલો ખાદીવાળો પુંજાભાઇ જ હતો. તે મહાત્મા ગાંધીજીનો અનન્ય ભક્ત હતો અને ગોલા ન્યાતોમાંજ નહિ પણ એમના સારંગપુર ગામમાં પણ પુંજાભાઇનું વેણ એ બ્રહ્માનું વેણ. આગળ તદ્દન મવાલી, ચીથરેહાલ અને આખો દિવસ પીઠામાં પડયો રહેતો. જરીનું, આરીનું અને ભરતનું કામ જાણતો હોવાથી, તેમ અચ્છો કારીગર અને અસાધારણ આવડતવાળો હોવાથી મવાલી જીવન વખતે પણ પૈસા ખૂબ કમાતો અને ઉડા-વતો. હાલ પરિવર્તન થયું હતું. જીવન પલટાયું હતું. કમાણીનો પોણો ભાગ જ્ઞાતિ-હિતાર્થે વપરાતો હતો. એ

પલટો કોનાથી કેમ આવ્યો, તે મને ખબર આપનાર સમજાવી ન શકયો. એટલો જ એને ઝાંખો ખ્યાલ હતો કે મહાત્માજીના બોધની કાંઇક અસર પુંજાભાઇ ઉપર થઈ હતી. પણ તે કયાં, અને કેમ તેની એને પરવા કે ખબર નહોતી.

( ૩ )

પુંજા પટેલને મળવા મારૂં મન તલપાપડ થઇ રહ્યું. વિચાર થયો કે ગોલાવાડીમાં જઇ એ માનવંતા પટેલની પીછાણ કરૂં. પણ અગત્યના કામ માટે તરત તો એ વિચાર પડતો મૂકયો. અને દિવસ જતાં પુંજાભાઇને હું ભુલી ગયો. ઉપલો બનાવ બન્યાને પંદરેક દિવસ થયા હશે. ત્યાં એક દિવસ સવારે ચર્ચગેટથી અંધેરી જતી ટ્રેનમાં હું બેઠો હતો. વિરાર લોકલ હોવાથી દૂધવાળા ભૈયાઓ અને ગવલીઓની ગીરદી ભારે હતી. હું તો મારે બારી આગળ એક ખુણામાં જગા લઇ નિરાંતે વાંચ્યા કરતો હતો. પુસ્તક સારૂં હોવાથી હું એટલો તલ્લીન થઇ ગયો હતો કે મારા કે બાજુના કમ્પાર્ટમેન્ટમાં શું બનતું હતું, તે તરફ મારૂં લક્ષ નહોતું. મહાલક્ષ્મીનું સ્ટેશન પસાર થતાં બાજુના કમ્પાર્ટમેન્ટમાં ઓચિંતો કોલાહલ થવાથી હું ઉંઘમાંથી જેમ કોઇ ઝબકી ઉઠે, તેમ વાંચનના રસમાંથી ચમકી ઉઠયો! બાજુના કમ્પાર્ટમેન્ટમાંના માણસો ઉભા થઇ ગયાં. હું પણ ઉભો થઇ ગયો અને શું એ કારમો દેખાવ! એક અલમસ્ત પઠાણે એક બુઢ્ઢા દુધવાળાની ગરદન પકડી હતી, જે છોડી દેવાની ડબાના માણસો એ

પઠાણને કાકલુદીભરી વિનંતિ કરતાં હતાં. પઠાણ માનતો ન હતો, કોઈ સાંકળ ખેંચવાની સૂચના કરતું હતું, તો કોઇ "મુંબાઇ અને પઠાણોના ત્રાસ" એ વિષય ઉપર પોતપોતાના વિચારો જણાવતું. એટલામાં ડબાના છેલ્લા ગળામાંથી બે ચાર મજબૂત ભૈયાઓ કુદી આવ્યા. અને પઠાણનો હાથ પેલા બુઢ્ઢાની ગરદન પરથી ઝટકાવી ખસેડી નાંખ્યો. ભૈયાઓ પઠાણ પર તુટી પડત, પણ એટલામાં સરહદપરના એ જંગલીએ છરી કાઢી અને આખા ડબ્બામાં ગભરાટ ફેલાયો. પાછળ હઠાય તેમ ન હોવાથી હું હિંમતથી જ મારી જગ્યાપર ઉભો રહ્યો. એટલામાં ખાદી પહેરેલો એક સખ્સ જે મારી સામે જ એક બીજા કમ્પાર્ટમેન્ટમાં એક સ્ત્રી સાથે મારા તરફ પીઠ રહે તેવી રીતે બેઠો હતો, તે ઉભો થયો અને ધીમે કદમે પઠાણ પાસે ગયો. તેની સામે થોડીવાર તાકીને જોઇ રહ્યો, અને પછી આખો ડબ્બો હચમચી જાય એવી બરાડ મારીઃ "છુરી છોડ દો !" એની ત્રાડ એટલી જબરી હતી, થથરાવનાર હતી, એવી પ્રેરક અને ભેદક હતી, એવી ગંભીર અને સચોટ હતી કે પઠાણ પણ થોડી વાર તેની સામે જોઈ રહ્યો ! પણ પાછો મૂળ ખાસીયત પર આવી, "સબ "કુફ્રેકુ ખલાસ કરેગા." એમ બોલી છરી ઉગામવા જાય છે, ત્યાં પેલાએ તેનો છરીવાળો હાથ પકડયો. એક ઝટકો માર્યો–એટલો જોરમાં કે પઠાણ ચીસ નાંખી નીચે બેસી ગયો અને છરી ખણણણ કરતી નીચે પડી.

"મારો સાલેકું" કહી ભૈયાઓ પઠાણ ઉપર તુટી

પડવાની વ્યૂહરચના કરવા લાગ્યા !

પણ પેલાએ તેમને અટકાવ્યા અને કહ્યું: " પડેલાને મારવો એ આર્યોનો ધર્મ નહિ." પણ હારવાથી વધુ ઝનુની બનેલો પઠાણ તરત ઉભો થયો અને પેલા તરફ ધસી બોલ્યો: " કયા મારોગે ? "

" મારૂંગા નહિં, યે મેરા ધર્મ નહિં હૈ. લેકીન તાકાત તો દીખાઉંગા. " એમ બોલી ગરૂડના જેવી ઝપટ મારી પઠાણની ગરદન પકડી એ કાબુલીને એક ફુટ ઉંચો લટકતો ઉંચક્યો ! ડબ્બામાં " શાબાશ ! રંગ છે ! બહાદર ! હીપ હીપ હુરે ! " ના અવાજો થઈ રહ્યા, પઠાણ પણ ભાંગેલા હાંડલાની માફક બબડતો–ફફડતો નરમ થઇ બેસી ગયો ! ઢીલો પડેલો પઠાણ છરીવાળા હાથનું બખું બીજે દાબતો હતો. એટલામાં લોકોની અજાયબી વચ્ચે પેલો ખાદીવાળો પાછો તેની પાસે ગયો અને સગા બાપની સારવાર કરતો હોય તેમ તેનો હાથ દાબવા તથા ચાંપવા લાગ્યો ! તેની કળ ઉતારતો હોય તેમ કરવા લાગ્યો ! દાદરનું સ્ટેશન આવ્યું, ભૈયા અને પઠાણ ઉતરી ગયા. પઠાણે ઉતરતાં પેલા ખાદીવાળાને " શેઠ માફ કરના. ગુસ્સા બડી ખરાબ ચીજ હૈ.' એમ શરમીંદા થઈ કહ્યું, પેલાએ જવાબ આપ્યો: " ગુસ્સા નહિ કરના, યે મર્દોકા કામ નહિ. "

સામેનું કમ્પાર્ટમેન્ટ તદ્દન ખાલી થઇ ગયું. પેલો ખાદીવાળો અને તેની બૈરી રહ્યાં. મને તે મર્દનું મ્હોં જોવાનું મન થયું. તેના અને તેની સાથેની બૈરીના બરડાજ દેખાયા

કરતા હતા, એટલે મને ચીડ ચડતી હતી. મને થયું કે એને બોલાવું અને મ્હોં ફેરવે એટલે જોઇ લઉં. એમ પણ થયું કે ગાવા માંડુ અને પેલાનું ધ્યાન ખેંચાશે તો મ્હોં દેખાશે; અથવા તાળીઓ પાડી નાચું ને જોવા ઉભાં થશે કે મ્હોં દેખાશે. એના કમ્પાર્ટમેન્ટમાં જાઉં તો દેખાય, પણ ઉઠે કોણ? એટલામાં માટુંગા આવ્યું. હું બેઠો હતો. તે બાજુના સામેના ડબ્બાનું બારણું ઉઘડયું અને ગાડી ચાલતી થઇ. તે વખતે પેલા મર્દે ચાલતી ગાડીએ કહ્યું: "સાકર! હું સાંજે તને તેડવા આવીશ. પેલાઓ રાણીબાગ જવાના હોય તો તું પણ જજે; મારી રજા છે." ટ્રેન ઉપડી અને ડબ્બાના બારણા આગળથી બે હાથ ઉંચા કરી પેલાએ આળસ મરડયું, બગાસું ખાધું. તેનું ધ્યાન ખેંચવા હું જોરથી છીંકાછીંક કરતો હોવાથી તેનું મ્હોડું મારા તરફ ફર્યું, અને "ઓ તેરીકી!" આતો પુંજા પટેલ!' એમ મારાથી મોટેથી બરાડી દેવાયું. પેલો અજાયબ થયો. 'કયાં મળ્યા હોઇશું' એ શોધવા તે સ્મરણક્ષેત્રમાં ઘુમવા લાગ્યો ત્યાં હું જ તેના ડબ્બામાં કુદી તેની સામે બેસી ગયો અને અમારૂં તારામૈત્રક કયાં થયું હતું, તેની કથા મેં તેને સંભળાવી. પુંજાભાઇ બહુ ખુશ થયા. પણ મારા તરફની તારીફ સાંભળીને કચવાયા અને બોલ્યા: "એ વાત જવાદોને; કૃપા મહાત્માજીની." મેં પણ સ્તુતિસ્તોત્ર બંધ કર્યું અને મુદ્દાની વાત છેડી. મેં પૂછયું: "તમારા જીવનનો આ પલટો કેમ થયો?" જવાબમાં નીચલી અજાયબ જેવી હકીકત તેણે કહી સંભળાવી,

ગુજરાતી એ ઠીક બોલતો હતો. પણ સુરતી અને ગ્રામ્યપ્રયોગ આવી જતા, અને વચમાં વાકયે વાકયે "બાઈને કહું" "બેટીનો બાપ" "સાલા" આદિ સ્વસ્તિવચનનો પ્રયોગ થતો જતો હતો, જે દૂર કરીને મારી પોતાની ભાષામાં, પણ તેના ભાવમાં, એ કથા નીચે ઉતારી છે.

( ૪ )

પુંજાભાઇ પટેલ બોલ્યાઃ

"ભાઇ! તમે સાંભળીને અજાયબ થશો, પણ વાત એમ છે કે મારા જીવનમાં–મારા ઘરમાં આબેહુબ હિંદનો ઈતિહાસ છે, નોકરશાહી સામેની હિંદીઓની આઝાદીની લડતનું નાટક મારા ઘરમાં ભજવાયું છે. ૧૮૫૭નો બળવો, પછી મોડરેટ ચળવળ, એકસ્ટ્રીમીસ્ટ હીલચાલ, સુધારાની યોજના અને છેવટે આ મારા જીવનનું પરિવર્તન. એ સઘળી ચળવળનો અખતરો મેં સફળતાપૂર્વક ઘરમાં મારી બૈરી સામે અજમાવ્યો છે.

"બૈરી સામે?" મેં અજાયબીથી પૂછયું.

"હા, બૈરી અને તેમાં પીયરીઆં સામે."

"હા, એ તો જબરૂં! એ કેમ બન્યું?"

"જુઓ હું સમજાવું. હું પરણ્યો. બૈરી ખુબસુરત, પણ [illegible], સ્વાર્થી અને લાંઠ બોળી. સસરો અને સાસુ વગેરે પણ અવ્વલ નંબરના મવાલીઓ!

ઘર મારૂં, કમાઉં હું, વૈતરૂં હું કરૂં, પણ મારૂં ઉપજે નહિ–રાજ મારી બહુરાણીનું. રાજ કરવી હોય તો તો

સમજ્યા. પણ આતો બાઇસાહેબ પોતાના બાપનું ઘર ભરતાં અને મારા સાળાઓને ખવરાવતાં. મારી બધી કમાણી જાય સાસરે અને આપણે તો ભુખડીબારસજ. મામલો હદ બ્હાર ચસકયો, એટલે સેવકે મિજાસ ખોયો અને એવી રાંડ ઘરમાં જ ન જોઇએ, એવો ઠરાવ કરી એક રાતે પીઠામાંથી ચકચૂર બની આવી રાંડને રોટલાની માફક ટીપી નાંખી, ચોટલો ઝાલીને ઓટલા પર પછાડી અને જેમ ફાવે તેમ ગાળો દઈને લાતો મારીને હાંકી કાઢી પણ કમબખ્ત મારાજ સગા અને પાડોશીઓએ વચ્ચે પડી મદદ કરી અને છોડાવી. આ થયો ૧૮૫૭ નો બળવો !

( ૫ )

મેં બળવો કર્યો પણ મારા બાપ ! તેનો મને બદલો મળ્યો. દુશ્મનને પણ એવો માર ન પડે. મારા સસરાને અને સગાઓને ખબર પડી. ઘેર આવ્યાં. મારી બરીના દેખતાં જ મારો ઓટલો વાળી નાંખ્યો અને કદાચ મને પૂરો કરી નાંખત, પણ છોકરીનો રંડાપો અને મારા ઘરમાંથી ખાવાનું મળતું અટકે, એટલા માટેજ મને જીવતો રાખ્યો. ૬ મહિના હું ખાટલે રહ્યો. ઉઠયો ત્યારે ઢીલો ઢસ થઈ ગયેલો. મારા સસરાએ મારા મગજમાં એવો ખ્યાલ મજબુત નાંખ્યો કે હું તદ્દન મીઠા વિનાનો, નમાલો અને જંગલીજ છું. મારી બૈરી બહુ ચતુર છે અને હું તેના હાથ નીચે સેવા કરીને તાલિમબાજ થાઉં તો ઘરનો કારભાર મને સોંપવામાં આવે. મારી બૈરીની મહેરબાની હશે તોજ હું આગળ વધી શકીશ, અને ઘરના કારોબારમાં

અને ધીમે ધીમે (ક્રમશઃ સ્વરાજ્યની માફક) હિસ્સો આપવામાં આવે અને કંઇ ફરિયાદ હોય તો સસરાને કરવી, જે સંજોગોને અનુસરી, સમા પ્રમાણે, મારી બૈરીની સલાહ લઇને, યોગ્ય સુધારાવધારા કરે.

( ૬ )

મારા સસરાએ મને સલાહ આપી કે મારે મારી બૈરીના કારોબાર સામે ફરિયાદ કરવી હોય, કંઇ હક જોઇતા હોય તો બંધારણપૂર્વક, રીતસર, અને પદ્ધતિસર, ધામધુમ કર્યો વગર, વિનય અને વિવેકથી, લેખિત અરજી કરવી, જે ઉપર ઘટતું ધ્યાન આપવામાં આવશે. ઘર તો લુંટાતુંજ હતું–આગળ કરતાં વધુ પ્રમાણમાં ઘર તો લુંટાતું જ હતું. જીવતા રહેવા માટે મારે મહેનત પણ બહુ કરવી પડતી. વળી સસરા અને સાળાઓ જોડે આપણે કરી વેપાર ખેડવો શરૂ કર્યો. સસરાને ત્યાં ભોજનની થાળી મોકલતો, તેના બદલામાં એ જોડા મોકલતા. મારી બૈરીના જોડા પહેરી હું તેના જેવો લાગું ત્યારે હું રાચતો. વળી મારી સાકરે– તમે સમજ્યાને, મારી બૈરીએ–હું પાછો તોફાન ન કરૂં– બળવો ન કરૂં માટે મારાજ ઘરના માણસોને, સગાંઓને અને પડોશીઓને વખત આવે મને ઠોકવા અનેક જાતની લાલચો અને લોભ બતાવીને છૂટથી પૈસા આપીને તૈયાર રાખ્યા હતા; જે બધા એની ખુશામત કરતા અને મને દબાવતા–મારી કમાણીનો અડધો ભાગ મારા આ ચોકીદારો ખાતા. બાકીના અડધામાંથી અડધો સસરો ખાઇ જતો; બાકીના અડધામાંથી અડધો મારી બૈરી પોતાના ફેન્સી

પોષાકમાં, રૂમણાં ઝુમણાંમાં વાપરવી. અને ઘરનો કારોબાર રોફથી ચલાવવા, તેનું પ્રેસ્ટીજ અને મોભો, તેનો કારભાર અને વ્યવસ્થા જાળવવા, ભપકાબંધ સાડીઓ તેને પહેરવી પડતી. અને મારે માટે મારી કમાણીનો ૦૧ ટકો ભાગ માંડ રહેતો. આ બધા મારા જીવનના વિનાશક કારભાર સામે જો મારે ફરીયાદ કરવી હોય તો રીતસર લેખિત અરજી કરવી પડતી અને તે રસોઇઆ મારફત મારી બૈરીને મોકલવી પડતી.

( ૭ )

એવી એક અરજીનો નમુનો તમને આપું:

દેવી !

બહુ માન સાથે અને ઘણાજ પૂજયભાવથી આપના ધ્યાનપર એ બીના આણવા માગું છું કે આપનો માનવંતો રસોઇઓ મને રોટલીમાં ઘી આપતો નથી. મેં તેને અઠ-વાડિયા સુધી અરજ કરી પણ દાદ મળતી નથી, તો આપનું ધ્યાન ખેંચવા માંગુ છું કે જો રોટલીમાં ઘી નહિ મળે તો મને ચુંક આવશે, માંદો પડીશ અને ગુજરી જઈશ તો આપની લહેર ઉડી જશે; તો આપ મને ઘી મળે એવી ગોઠવણ કરશો.

લી,
તમારો ગુલામ
પુંજાલાલ

ઉપલી અરજીનો જવાબ એક મહિના પછી નીચે પ્રમાણે આવ્યો:

પુજા,

તારી અરજી મળી. રસોઇઆ જોડે એ બાબતમાં મેં મસલત ચલાવી છે. તારા કરતાં રસોઇયાના શબ્દ ઉપર હું વધુ વજન મૂકું છું. તને ઘી ખાવા મળે તો તું જાડો થાય, અને બળવો કરે. રસોઇઆના એ ભય સાથે હું મળતી થાઉં છું. માટે તને હાલ જે મળે છે, તે કરતાં વધુ કંઇ આપી શકતી નથી તેની નોંધ લેવી.

લી.

તારા ઉદ્ધાર માટે તારા ઘરમાં રહેલી દેવી.

મેં મારા સસરાને અરજી કરી, તો મારે ખરચે તારથી જવાબ આવ્યો કેઃ " અમારી છોકરીમાં અમને વિશ્વાસ છે, એના પગ ચાંપ, એ તને ન્યાય આપશે. "

ઠીક. આ રીતે મહિનાઓ સુધી અરજીઓ કર્યા કરી. નોકરો આગળ, ઘી નહિ મળવાથી મારી હેરાનગતિ અને તેના દુષ્ટ પરિણામો, એ વિષયો ઉપર ભાષણો કરી ચળવળ કરી ત્યારે આખરે છ મહિને, ડાકટરો આંખમાં ટીપાં નાંખે છે તેવી કાચની નળીથી છ ટીપાં ઘી મને આપવાની રસોઇયાને ફરમાસ થઇ ! એ જ પ્રમાણે રાત દિવસ ચળવળો ચલાવ્યા પછી, સંખ્યાબંધ અરજીઓ મોકલ્યા પછી મને બરાબર દોઢ વર્ષે ન્હાવાનો સાબુ મળ્યો. મારી બૈરી મારા પર ખુશ થાય તો ઘરનો કારભાર મને મળે એમ ધારી હું તેની અખંડ ખુશામત કરતો. તેના જેવો દેખાવા માટે ઘાઘરો ને ચોળી પહેરી તેની આગળ નાચ કરતો, તેના પગ દાબતો અને કંઇ કંઇ કરતો. કોઇ કોઇ વખત તે

હરખથી કહે કે " આવ પુજા, મારા પગ આગળ બેસ." ત્યારે હું મારાં અહોભાગ્ય સમજતો. પણ એ શંઠ હતી પક્કી. મારી ખુશામત અને સેવાથી તે પોતાનું લક્ષ ચૂકે એમ ન હતું. તે શા માટે મારા ઘરમાં ઘુસી હતી, તેમ મારા ઘરમાંથી કંઇક સાસરે ન જાય તો મારો ભિખારચોટ સસરો કેવો રવડી જાય તે એ સારી રીતે જાણતી હતી, એટલે મારી ખુશામતથી તે હસતી, કોઈ વખત પાળેલા કુતરાની માફક મને પંપાળતી, પણ ઘરના કારભારનો હક્ક ઈંચભાર પણ આપતી નહિં. મારો સસરો જ કંઇ કરી શકશે એ ખ્યાલથી સસરાના પગની ચંપી કરવા હું એકલો ડેપ્યુટેશનના આકારમાં સાસરે જતો, જ્યાં સસરો મારી વાત ધ્યાનથી સાંભળતો. પણ આ કાનેથી પેલા કાને કાઢી નાંખતો. મારો સસરો મને બહુ ગંભીર વાણીમાં કહેતો કેઃ " હું પણ તેમના કુટુંબનો જ એક માણસ છું. પણ મારા કમબખ્ત સાળાઓ તેમને ત્યાં હું જતો ત્યારે મારી પાસે ઠામ મંજાવતા, ઝાડુ કઢાવતા અને ગુલામની માફક રાખતા. આમ કેંટલોક વખત મોડરેશન અને રીતસર બંધારણપૂર્વક ચળવળ ચાલી. વચમાં કોઇ વખત સાથું ઉંચકું અને ચડીને બોલું કે મારે જ પૈસે રાખવામાં આવેલા મારા ચોકીદાર સગાઓ મને ઠોકી પાડતાં. વળી વૈરી એવી હતી કે જો હું કાવત્રુ કરૂં છું અથવા ઉશ્કેરાયો છું, એવી જરાપણ શંકા જાય તો મારા ઉપર જાપ્તો મૂકતી. આવી રીતે વર્ષો સુધી બંધારણનો અખતરો કરવા છતાં ઘરકારોબારના હક્ક ન મળ્યા. વળી એ પણ કણુલ

કરે કે એ સ્થિતિ માટે હું પોતે પણ કંઇક અંશે જોખમદાર ખરો. મને એમ જ લાગી ગએલું કે હું પોતે નમાલો, મીઠા વિનાનો અને ભોટ મુઓ છું અને બૈરી વડે જ મારૂં ઘર સચવાય છે. એની મહેરબાની હશે તો જ મને કંઇક હક્ક મળશે. વળી મને મારા ઘરનો ધણી બનાવવાની એની અને મારા સસરાની ખાએશ છે, તો વહેલા મોડા પણ હક્ક મળશે. જોયું, આ મોડરેટની રીતસરની, અંધારણપૂર્વકની ચળવળનો બીજો અખતરો !

( ૮ )

હું લુંટાતો તો જતો હતો જ. જીવનનિર્વાહ માટે રાત દહાડો પેટે પાટા બાંધીને દોડાદોડ કરવી પડતી હતી. જાતે કારીગર એટલે કમાતો ઘણું. એમાં તો કુદરતની મારા પર મહેર હતી. પણ અફસોસ ! મારી કમાણીમાંથી મને સુખ ન્હોતું મળતું. બધું સસરાને ઘેર ચાલ્યું જતું કે લટકાળાં બાઇ સાહેબનાં કપડામાં હોમાતું. આખરે સહન નહિં થવાથી, મેં છુપાં કાવત્રાં કરવાનો ઠરાવ કર્યો. એક દિવસ રાતે રસોઈઆને માર્યો; બીજે દિવસે ઘાટીને ઠોકયો. ત્રીજે દિવસે બોમ્બ જેવું મારી બૈરી યાને શેઠાણી પર છાનુંમાનું ખાસડું ફેંકયું ! મને પકડવામાં આવ્યો ! ન્હાવાની ઓરડીમાં પૂરી દેવામાં આવ્યો ! મારી જડતી લેતાં બગલમાંથી લાંબી છરી મળી આવી અને નળની ઓરડીમાં મને પૂરતાં હતાં ત્યારે મેં જાહેર કરી દીધું કે 'મરી જઇશ ! કાંતો મારીશ ! મારીશ ! ! મારીશ ! ! !

( ૯ )

બૈરી ગભરાઇ—મારા સસરાને બોલાવ્યો. મારા સાળાઓ, પાડોશીઓ, સસરો એ સઘળાનું મારે ખર્ચે કમીશન બેઠું. રોજ દુધપાક પૂરી ઉડતાં ! મને નળની ઓરડીમાંથી કહાડયો. કમીશન સમક્ષ મેં જુબાની આપી. કમીશને મારા તરફ દીલસોજી બતાવી. મને હવેથી ઘરકારોબારમાં પલોટવાની ભલામણ મારી સાકરને કરી; નાણાં સંબંધી વ્યવસ્થામાં સલાહ અને સૂચના આપવાની સત્તા આપી. મેં દંડુકો રાખવાનો હક્ક માગ્યો, જે નામંજુર થયો.

આ સુધારાથી હું તો ખુશખુશ થઇ ગયો ! આગળ જે બાઈ સાહેબના રૂમમાં પણ જવાની મના તે હવે ઘર-કારોબારની વાતો વખતે હું સામે બેસું, અને એ પોતાનું ધાર્યું કરે ! એ કેવી મઝા ? હેં ? જુઓ અમારૂં બજેટ કેમ તૈયાર થતું ? હું પુષ્કળ કમાણી કરતો, અને અક્કલનો ઓથમીર આખી કમાણી બરીને સોંપી દઈ પાન ખાવાનું દોઢીયું પણ ખિસ્સામાં રાખતો નહિં. એવાં નાણાં ખરચવા માટે બાઇની પરવાનગી લેવી પડે ! મારી નાણાંની થેલી બૈરી બગલમાં રાખે અને પોતે શું ખર્ચ કરવા માંગે છે તે બોલી જાય. મોટો ભાગ પેલા મારા ઘરમાં મારા પર ચોકી રાખનારા સગાઓના પગારમાં જાય ! બાકી બાઇ સાહેબના શોખનાં સાધનોમાં ચાલ્યા જાય અને મારે વાપરવા માટે શંખમશંખા ! ! પછી હું ચર્ચા કરૂં અને સલાહ આપું પણ તેનો અમલ કરવા એ બંધાયેલી નહિં. દાખલા તરીકે હું ઉભો થઇને વિવેચન કરૂં કેઃ

મહેરબાન દેવી !

" બજેટમાં સગાઓના પગાર માટે ઘણું વપરાય છે, એ ઠીક નથી થતું. મારે દાઢી બોડવા અસ્ત્રો જોઈએ છીએ પણ હું જોઉં છું કે બજેટમાં એને માટે જોગવાઇ કરવામાં આવી નથી. તેમ મારાં લુગડાં ફાટી ગયાં છે તો એક ધોતીયું અપાવશો. "

જેના જવાબમાં એ જણાવે કેઃ

પુંજા,

સગાઓના અને મારા પોતાના ખર્ચ સંબંધની તારી સૂચનાનો હું સ્વીકાર કરી શકતી નથી. તારા અસ્ત્રા માટે કહેવાનું કે એ વાત પર હું ફિલસોફીભર્યું ધ્યાન આપીશ, પણ તને સેઇફટી રેઝર આપવો કે ક્રોપનો એ ખાસ નક્કી કરવું પડશે. ક્રોપનો અસ્ત્રો તારા હાથમાં આવવાથી તું તેનો ગેરઉપયોગ તો નહિં કરે ? ધોતીયું ભાવ પૂછ્યા વિના મારા ભાઇની દુકાનેથી ખરીદી લાવવાની રજા આપવામાં આવે છે.

( ૧૦ )

ઘણે દિવસે મારી આંખો ઉઘડી કે પંચના સુધારાથી હું ઘર કારોબારમાં પલોટાતો ન્હોતો પણ ઉલટો મૂરખ બનતો હતો. સસરાનું ઘર તો અખંડ ભરાતું હતું અને બાઇ સાહેબનું જોર જેવું ને તેવું હતું. પગથીએ પગથીએ હું ઘરનો ધણી થઇ શકીશ, એ મારી આશા સફળ થાય એમ મને લાગ્યું નહિ.

બૈરી અને સાસરીયાંના સકંજામાંથી કેમ છુટવું, એ

મને સુઝતું ન હતું. એટલામાં મહાત્મા ગાંધીજીની ચળ-વળ શરૂ થઈ. હું એમની પાસે પહોંચી ગયો અને રડી પડયો. મારી વિતકો સંભળાવી. બાપુ એ બધું સાંભળી ખૂબ હસ્યા—ખડખડાટ હસ્યા અને બોલ્યા: "તારા ઘરમાં જ હિંદનો ઈતિહાસ ભજવાય છે ને શું?" મેં ઉપાય માટે આજીજી કરતાં કહ્યું કે "પહેલાં તો તારી મનો-વૃત્તિ ફેરવ. ઘર તારૂં છે, તું તારી સ્ત્રીનો ધણી છે, તારી કમાણીથી એ બધું ચાલે છે એ સમજ અને તારા લાભ માટે તારી કમાણીનો ઉપયોગ ન થાય તો બધી કમાણી ઘરમાં આપવાનું બંધ કર."

"પણ પેલાઓ મારે છે!"

"કંઇ નહિ; માર ખાઇ લે." બાપુએ કહ્યું, પણ ઉમેર્યું કે, "જોજે ભાઈ પુંજા! તું પહેલાં તો મરદ બન. નબળા થઈને માર ખાવામાં માલ નહિ—જબરા થઈને સહન કરવું એમાં જ મઝા!" બસ, બાપુના શબ્દો જીગરથી આરપાર નીકળી ગયા. બીજા જ દિવસથી તાલીમ-ખાનામાં (અખાડામાં) જવાનું શરૂ કર્યું. દારૂ તાડી છોડી દીધાં. બીજી બદીઓ છોડી અને બદન ખીલવ્યું. પછી શુભ શકુન જોઇને એક દિવસ માથું ફેરવવાનો વિચાર કર્યો. મહિનાની પહેલી તારીખ આવી. મારો પગાર એક દોસ્તને ત્યાં મૂકી આવ્યો. બીજે દિવસે શેઠાણીએ પગાર માગ્યો. આપણે એક પાઇ પણ આપવાની ચોકખી ના પાડી!

જુલમ થયો. કરડાકીના બધા ઉપાયો અમલમાં મૂકાયા. સસરાએ આવીને ધમકાવ્યો. આપણે તો અપવાસ શરૂ કર્યો

અને કામે જવાનું બંધ કર્યું. એક મહિના સુધી તો સસરાએ અને બૈરીએ રોફ જાળવી રાખ્યો. પણ જ્યારે પોતાના નીભાવ અને બાપના ઘર માટે નાણાંનું સાધન બંધ થયું, ત્યારે રાંડ એની મેળે ઠેકાણે આવી ! સસરાએ પાઘડી ઉતારી કબુલ કર્યું કે પોતે વર્ષો થયાં બેકાર છે અને મારા ઉપર જ નભે છે, માટે મારે તેના તરફ કંઇક દયા ખાવી. આમ વાત ચાલતી હતી, એટલામાં બરોલીનું સ્ટેશન આવી પહોંચ્યું. અમે બન્ને ચમકીને ઉભા થઇ ઝપાટાબંધ ઉતરી ગયા. સ્ટેશન બહાર નીકળતાં મેં પૂછ્યું: " પણ પુંજાભાઇ ! પછી શું ? "

" પછી આ જીવનનો પલ્ટો તમે જુઓ છો તેજ. ઘણાંના જીવનના પલટા આ રીતે થાય છે અને અસહકારની અસર એટલી તો ઉત્કૃષ્ટ અને અકસીર છે કે એ માટે વધુ વિવેચન શું કરવું ? "

